# સંત કીર્તન.



આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૭. પ્રત ૫૦૦.


પ્રકાશક

ગુજરાત સાહિત્ય સભા તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ

બી. એ. અમદાવાદ.

અમદાવાદ—ખાડીઆમાં શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ
પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું.

કીંમત ૦-૦-૬.

૭૮૨૯

# વસંતોલ્લાસનું રસકીર્તન.

૧

## હોરી.

હો સખિ ! ફૂલડે વસન્ત પધારે :
સખિ ! ફૂલ ફૂલનાં બાણુ મારે—મારે :
ફૂલડે વસન્ત પધારે—ધ્રુવ.

ચેતન ભર ઉલ્લાસી અનેરા વાયુ વસન્તના વાયે :
મીઠાં મીઠાં એવાં પૂર્વનાં સ્મરણો અદ્‌ભુત વ્રજ ઉભરાયે,
રણકે રસનો સિતારે :
સખિ ! વસન્ત ફૂલડે પધારે.

કળીઓની પરમ પરાગ ભરેલી પાંદડીએ મધુ ઝૂકે;
અંગો અંગની મદભર કળીએ એમ પરાગ ભભૂકે,
ઉછળે અમી શત ધારે :
સખિ ! ફૂલડે વસન્ત પધારે.

કુહુ કુહુ કુહુ કુહુ અમૃત શબ્દે કોકિલ કંઈ લલકારે :
દેહ કદમ્બે વિરાજીને આત્મા પ્રેમની બાંગ પુકારે,
તરસ્યો પ્રેમીને આરે :
સખિ ! ફૂલડે વસન્ત પધારે..

દિન દિન વ્હડતી ચન્દ્રકલા, ને ચન્દની પૂર મતવાલાં :
ગેબી સખિ ! બ્રહ્મ વર્ચસ્ પ્રકટે, ને ઉરમાં ઉગે અજવાળાં;
દીઠે મુખ ચન્દ ત્હમારે :
સખિ ! ફૂલડે વસન્ત પધારે.

( સુન્દરી સુબોધઃ મે, ૧૯૧૧ ) -ન્હાનાલાલ દ. કવિ.

---

# ફુલ વ્હેંચનારી.

( કાલિંગડાના લય. )

ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

( સાખી. )

દિવ્ય ભૂમિની વાડીનાં ફુલડાં વીણી આજ,
અહમ મોલાં વણુ મૂલ હું વ્હેંચું પ્રેમ થકી જગમાં જ;
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

શિશુ સ્મિતના અનિમિત જે વેરાતાં જગમાંહિ,
તેની બની આ જૂઇની આપું લલિત કળી, લ્યો ભાઇ !
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

મુગ્ધા નિરખી કાન્તને મલકાવે મુખ કાંઇ,
ગાલે રમતી ગોળ ત્યાં લહરી, તેહની મધુર આ જાઇ;
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

આંસુ ઢાળી શિશુ ચુમ્મતી નૂતન વિધવા દીન,
એ ચુમ્મન સૌરભ ભર્યાં આપું, માલતિ કુસુમ નવીન;
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

વિશ્વપિતાના ચરણમાં અર્પું ફુલડાં એહ,
ને રહેતાં અવશેષ ત વ્હેંચુ વિશ્વ વિશે ધરી સ્નેહ;
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

(નૂપુર ઝંકાર) **નરસિંહરાવ ભોળાનાથ.**

---

# પ્રેમરસ.

**જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.—ટેક.**

સિંહણુ કેરૂ દુધ હોય તે, સિંહણુ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નિસરે. પ્રેમ૦

સકર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણુજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે. પ્રેમ૦

સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે;
બગળ વંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમ૦

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુકતા ફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમ૦

એમ કોટી સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમ ભકિતયે વરે. પ્રેમ૦

દયારામ.

---

## પ્રેમમયતા.

(ખમાયચની ઠુમરી.)

દૃગ રસભર મોરે દિલ છાઈ રહી,
છાઇ રહી છલકાઈ રહી. ધ્રુવ.

આંખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલટ અણુખાઇ રહી !
પૂર્ણ ભરી મદ મન્દ વિલાસિની,
નવીન સુધા વરસાવી રહી !

દુ:ખી સુખી વળી વિધ વિધ રંગી,
ખલક સુરંગ મચાવી રહી !

ભીતર, બાહેર, ઉપર, નીચે,
મણિમય મોદ મચાવી રહી !

(આત્મનિમજ્જન) મણિલાલ નભુભાઇ.

---

# વિશ્વગુરુભારત.

( મરાઠી સાખી )

૧

ભારતના ભૂતકાલનાં અમૃત વિશ્વમહીં પાઇશું,
ભારતના ગત ગૌરવ કેરાં ગર્વગીત ગાઇશું;
ભારતનો કીર્તિધ્વજ સાહીશું, ભારતનો વિશ્વસ્વીકાર ચાહીશું !

૨

ભારતની વર્તમાન અધીનતા મુક્તિ મંત્રે સંહરશું,
ભારતની સન્તતિના હૃદયે રાષ્ટ્રનાં ચેતન ભરશું;
ભારતને વિશ્વપ્રાતષ્ઠિત કરશું, 'ભારતનો જય' દિગંત્ત ગજવશું!

૩

ભારતનાં ભાવિનાં ઉજ્વલ જ્યોતિ કૈં ઝળહળશે,
ભારતનાં ભાવિ સન્તાનો સંસ્કૃતિ વ્યોમ વિહરશે;
ભારત વિશ્વ–આદર્શ થશે, ભારત વિશ્વગુરુ બનશે !

( સમાલોચક. ફે. ૧૯૧૭ ). ચન્દ્રશંકર ન. પંડ્યા.

---

## " સહુ ચલો જીતવા જંગ: બ્યૂગલો વાગે ! "

( લાવણ્યમયી )

સહુ ચલો જીતવા જંગ: બ્યૂગલો વાગે !
યા હોમ કરીને પડો: ફતેહ છે આગે !
સાહસે કોલમ્બસ ગયો નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો યુરપ આખામાં;
સાહસે લ્યૂથર તે થયો પોપની સામાં,
સાહસે સ્કાટે દેહું રે વાળ્યું જોતામાં;

સાહસે સિકન્દર નામ અમર સહુ જાગે,
ચા હોમ કરીને પડો ફતેહ છે આગે.

( નીતિ શિક્ષણ ). નર્મદ.

## આપની યાદી.

( ગઝલ )

જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિશાની આપની;
આંસુ મહીં એ આંખની યાદી ઝરે છે આપની !
માશુકોના ગાલની લાલી મહીં લાલી અને;
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની !
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની !
આકાશથી વર્ષાવતા છો ખંજરો લાખો બધા,
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !
દેખી બુરાઇ ના ડરું, શી ફીકર છે પાપની,
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની !
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ કયાંયે આશના,
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની !
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવે હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની !
પ્યારું તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર,

ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જૂદાઈ આપની !

રોવું ન કાંએ રાહમાં બાકી રહીને એકલો,
આશકોના રાહની જે રાહદારી આપની !

જૂનું નવું જાણું અને રોઊં હસું તે તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદ આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી,
છે આખરે તો એકલી ને એક યાદી આપની !

( કલાપિનો કેકારવ. ) કલાપી-સુરસિંહજી.

---

## એક તું શ્રી હરી.

---

### ઝૂલણા.

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરી, જુજવે રૂપે અનંત ભાસે;
દેવમાં દેવ તું, તેજમાં તત્વ તું શુન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું પાણિ તું, ભુમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી
જીવ થયો એજ આશે. અ૦

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે,
કનક કુંડલ વિષે ભેદ ન હોય.
ઘાટ ઘડિયા પછી નામ રૂપ તુજમાં,
અંત્યે તો હેમનું હેમ હોય. અ૦

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉં પદંતરો એ જ પાસે;

ભણે નરસૈયો એ મન તણી શોધના,
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

નરસિંહ મહેતા.

## જન્મભૂમિનું જય મંગલ.

જયમંગલ પ્રિય જન્મ ભૂમિનું ગજાવીયે—ધ્રુવ.
રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીયે—જય.
જનનીઅંક ઝૂલીયે, ઝનૂની રંગ ઝીલીયે,
આત્મબળ ઉજાસથી બધું ઉજાળીએ—જય.
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉઠાઓ,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ—જય.
સત્વથી સચવાય સત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત:
ઘૂમીએ ઝઝુમી, જંગ તો મચાવીએ—જય.
ભૂતલ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડીયે,
દોર ને દમામ દેશનો જગાવીયે—જય.
સ્થિતિ સમય સ્વીકારીયે, પ્રવૃત્તિયજ્ઞ યોજીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીયે ?—જય.
મા તુદીન દુભાય છે, સપુત પીડા પીછાનીયે,
દુખ દીપાવીયે, ઊમંગને વધાવીયે—જય,
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનીયે—જય.

(કાવ્યમાધુર્ય.) લલિત.